# ગાંડીવ રેંટીઆ પુરાણ.

લેખકઃ—છોટાલાલ વીમાવાળા.

રેંટીઓ એ તો બાવા આદમના સમયથી ચાલતી આવેલી વસ્તુ છે. જ્યારથી મનુષ્યો વલ્કલો પહેરતા મટયા ત્યારથીજ આપણા જૂના સુદર્શન રેંટીઆની ઉત્પત્તિ થયેલી હોવી જોઇએ. પરંતુ આ સ્થળે તો નવા ગાંડીવ રેંટીઆ વિષે વિવેચન કરવાનો ઇરાદો છે.

પ્રથમ ગાંડીવ રેંટીઓ ગયા ફેબ્રુઆરી માસની સત્તાવીશમી તારીખે બન્યો. (એ રેંટીઓ પ્રથમ બનાવીને મેં કાંઇ મોટી શોધ કરી એવું હું માનતો નથી; તેમજ બીજા કોઇ માને એવું ઇચ્છતો નથી; કારણ કે ગાંડીવ રેંટીઓ એટલો બધો સાદો છે કે મારા સિવાય બીજા કોઇપણ સામાન્ય બુદ્ધિના માણસને તે સુઝી શકયો હોત. મને પ્રથમ સુઝયો એ દૈવયોગજ!) બીજે દિવસે મેં કેટલાક મિત્રોને તે બતાવ્યો. લગભગ બધાએજ તેની પ્રશંસા કરી એટલે મને તે જાહેરમાં મૂકવાની હિમ્મત થઇ. તે પ્રમાણે માર્ચ મહિનાની પહેલી તારીખે મેં જાહેર પત્રિકાઓ છપાવી આ રેંટીઆને દુનિયા સમક્ષ મૂકયો છે.

પ્રથમ બનેલો ગાંડીવ રેંટીઓ અત્યંત હાસ્યજનક અવસ્થામાં હતો. પરંતુ પાછળથી તેમાં સુધારાઓ કરીને બીજા રેંટીઆ બનાવ્યા. છેલ્લા સુધારાવાળા ગાંડીવ રેંટીઆનું ચિત્ર આકૃતિ ત્રીજી ચોથીમાં આપેલું છે. પહેલી બીજી કૃતિમાં ગાંડીવ રેંટીઆના ચક્રોને અલગ કરી આડાં ઉભાં બતાવેલાં છે.

## ગાંડીવ રેંટીઆની રચના.

ચિત્ર જોતાંજ કોઇ માણસ કબૂલી શકે કે આ રેંટીઓ અત્યંત સાદો છે તેમાં મુખ્ય ચાર વસ્તુઓ અથવા વિભાગો છે:–

(૧) પ્રથમ તો આશરે અઢી ફુટ લાંબી, ચાર ઈંચ પહોળી અને એક ઇંચ જાડી એવી એક લાકડાની પાટલી જોઇએ. આ પાટલી જેમ વજનમાં ભારે હોય તેમ સારૂં. આથી બને તો તે સવા, દોઢ ઈંચ જાડી રાખવી. આ પાટલીને રંદાથી રોખીને સાફ કરવી.

(૨) બીજું આશરે છ ઇંચના વ્યાસનું ખરાદ પરથી ઉતારેલું એક ચક્કર છે. બરાબર છ ઇંચ લાંબા છ ઈંચ પહોળા અને એક ઇંચ જાડાં પાટીઆના કકડાને ત્રણ ઇંચના કંપાસ વડે ગોળ બનાવી તેના મધ્યૂ બિંદુમાં બરાબર ઉભું એક કાણું કોચવું. પછી એ ટુકડાને કોઇ સંઘાડીઆ સુથાર અથવા ખરાદી પાસે લઇ જવો અને તેને એ ટુકડાના મધ્યબિંદુમાં લોખંડની ત્રાક નાંખી ખરાદ પર ચઢાવવાનું કહેવું. તે ખરાદ પર ચઢે એટલે તેની ફરતી ધારને સાફ કરાવી તેના ઉપર રેંટીઆની માળ રહી શકે એટલી ઉંડી એક ઘીસી પડાવવી. તેમજ એ ચક્કરના બંને પાસાં કોતરાવી નાંખીને તેને જેમ બને તેમ પાતળું બનાવવું. રેંટીઓ બનાવતાં આ ચક્કરનું જે પાસું પાટલીને અડકવાનું હોય તેને ઢળતું બનાવ્યું હોય તો ઘસારો બહુ ઓછો પહોંચશે. (જૂઓ ચિત્રમાં આકૃતિ પહેલી).

(૩) ત્રીજું ઉપરના જેવુંજ પરંતુ એકને બદલે બે ઘીસી પાડેલું ચાર ઇંચના વ્યાસનું (બેવડીઉ) ચક્કર છે. આશરે સાડાચાર ઈંચ લાંબા પહોળા અને એક ઇંચ જાડા લાકડાના

(૩) પૂરો રેંટીઓ (ચમરખાં બતાવ્યાં નથી એ ભૂલ છે.) (૪) પૂરા રેંટીઆનો સામો દેખાવ.




સંપૂર્ણ ગાંડીવ રેંટીઓ.

ત્રાકના દેખાવો.

(૧) ચકકરને વચમાંથી કાપ્યાં હોય તેવો દેખાવ. (૨) ચકકરનો પાછળનો દેખાવ.

ટુકડાને ઉપરની પેઠેજ ગોળ કરાવી તેના મધ્ય બિંદુમાં કાણું કોચીને પછિજ તેને ખરાદપર ચઢાવવા માટે આપવું. જયારે ખરાદ પર તે લાકડાના ટુકડાની ધાર અને બાજુઓ સાફ થાય ત્યારે તેની ધારના અડધો ઇંચ જેટલા ભાગમાં માળી રહી શકે એવી ઘીસી પડાવવી અને ધારના બાકીના ભાગને કોતરી કોતરીને છેક તે મધ્યબિંદુની આસપાસ પોણા ઇંચ જેટલો રહે ત્યારે તેટલા ભાગમાં એક બીજી ઘીસી પડાવવી. (જૂઓ આકૃતિ મી) આ બીજી ઘીસીમાં પેલા મોટાં ચક્કરની માળ રહેશે અને પહેલી ઘીસીમાંની માળ ત્રાકની ગરગડી ઉપર થઇ તેને ફેરવશે.

અત્રે વર્ણવેલા બે ચક્કરમાંના પહેલાને આપણે એકવડા ચક્કર તરીકે અને બીજાને બેવડીઆ તરીકે ઓળખીશું.

(૪) ચોથી વસ્તુ તે રેંટીઆની ત્રાક અને તેને ગોઠવવા માટે ઢીંગલીઓ અને ચમરખાં છે એ બધું અસલી સુદર્શન રેંટીઆ પ્રમાણેજ રાખવું ઢીંગલીઓ માત્ર અઢી ઇંચ લાંબી પોણો ઇંચ પહોળી અને પોણો ઇંચ જાડી રાખવી.

ઉપરની ચાર વસ્તુઓ તૈયાર થઈ જાય એટલે તેમાંના મોટાં એકવડાં ચક્કરને ફેરવા માટે એકાદ ઇંચ લાંબો એક હાથો તેના મધ્યબિંદુથી અઢી ઇંચ દૂર લગાડવો.

પછી એ ચક્કરને પાટલીના એક છેડાથી પાંચેક ઇંચને અંતરે બેઠું ગોઠવાને તેના મધ્યબિંદુમાં સહેલથી ફરી શકે એવો જાડો સવા ઇંચનો એક સ્ક્રુ નાંખી પાટલીની અંદર મજબૂત કરવો.

પછી તેના મધ્યબિંદુથી આશરે આઠ ઇંચને અંતરે એક કાણું પાડીને ત્યાં બેવડીયું ચક્કર બેસાડવું. એ ચક્કર પણ સર-



• આ આકૃતિમાં રેંટીઓ જોઇએ તેઓ સ્પષ્ટ નથી. ઢીંગલીઓની ગોઠવણીમાં બીબું બનાવનારે ભૂલ ખાધી છે. તેમજ ચમરખાં સમૂળગાં બતાવ્યાં નથી. છતાં આ ચિત્ર રજૂ કરવાનો હેતુ એજ છે કે કાંતતી વખતે રેંટીઆને કેવી રીતે ગોઠવવો તે સમજાય. તેને પોતાની સામે આડો નહિ પણ ત્રાંસો ગોઠવવો જોઇએ. જો રેંટીઓ ફેરવતાં ખસી જતો હોય તો તેને બંને છેડે વજન મૂકવું.

ળતાથી ફરી શકે એટલુંજ છૂટું રાખવું; વિશેષ ઢીલું ન રાખવું.

આ બંને ચક્રો બેસાડતી વખતે એ ધ્યાનમાં રાખવું કે તેના ફરવામાં ડખ ન આવવો જોઇએ. તેમજ બેવડીયા ચક્કરની નાની ઘીસી અને મોટાં ચક્કરની ઘીસી બરાબર એક સપાટીમાં આવવી જોઇએ.

આટલું થયા પછી પાટલીના બીજા છેડાપર, બેએક ઇંચને અંતરે પાટલીના પાસામાંજ ઢીંગલીઓ જડી લેવી. બંને ઢીંગલીઓ બરાબર સમાંતર આવવી જોઇએ. એ ઢીંગલીઓમાં પાટલીથી બરાબર એક ઇંચની ઉંચાઇપર ચમરખાં ભેરવવા માટેના કાણાં પાડવાં, જેથી ચમરખાં અને બેવડીઆ ચક્કરની ઉપરની (મોટી) ઘીસી એક સપાટીમાં આવે. પછી એ કાણામાં ચમરખાં ભેરવી ત્રાકને ગોઠવવી. ત્રાકની ઉપર ભેરવેલી ગરગડી જેમાં માળ ફરવાની છે, તે અર્ધા ઇંચના વ્યાસની રાખવી.

આટલું થયું એટલે રેંટીઓ તૈયાર થઇ ગયો સમજવો. પછી માત્ર તેને માળ ભેરવવાનું કામ બાકી રહે છે. જૂના રેંટીઆમાં નાંખીએ છીએ તેવી જાડી દોરીની એક માળ હાથાવાળા ચક્કરની ઘીસીમાં થઇને બેવડીયા ચક્કરની નાની ઘીસીમાં આવે રીતે બાંધવી. એ માળ પહેલાં સીધી બાંધી દઇને પછી તેનો ચોકડી–પડતો આંટો મારીને ભેરવવી, એટલે તે કદી ઢીલી થશે નહિ.

આંટાઃ–મોટું ચક્કર છ ઇંચના વ્યાસનું અને તેનાથી ફરતું નાનું ચક્કર પોણો ઇંચનું. એટલે મોટા ચક્કરના એક આંટાથી બેવડીઆ ચક્કરના આઠ આંટા ફરે. ( ૬÷૦ાા=૮ ) તેવીજ રીતે બેવડીઆ ચક્કરના એક આંટાથી ત્રાકના આઠ આંટા ફરે.

( ૪÷૦ાા=૮ ) એટલે મોટા ચક્કરના એક આંટાથી ત્રાકના ( ૮×૮=૬૪ ) ચોસઠ આંટા થયા. તેમાંથી ઉપરના માપની ઓછાવત્તી અને માળના સરવાને લીધે આંટા ઓછા થઇને ૫૦-૫૫ તો થાયજ !

---

### રેંટીઓ.

ધીરો ધીરો ચાલેરે ! મીઠો મીઠો ગાજેરે !
રૂડો મારો રેંટીઓ હોજી ! ધીરો૦
એ રેંટીઆમાં દેશોદયના નીકળે તાર
એ તારે તારે ભાળું ભારતનો ઉદ્ધાર રે ! ! ધીરો૦
( સાખી ) ત્રાક રૂડી પાંખા રૂડા, ઉજવલ તેમાં નાથ
ઉજવલ પૂણી આપતી ઉજવલ મારા હાથ.
દુઃખો સહુ હરતોરે ! અભયપણે ફરતોરે !
રૂડો મારો રેંટીઓ હોજી ! ધીરો૦

---

### ગુણવંતો ગાંધીનો રેંટીઓ.

( વૈદરભી વનમાં વલવલે, એ રાહ. )

ગુણવંતો ગાંધીનો રેંટીઓ ! કંઇક વરસે મનાયો,
જેને જગત ભૂલી ગયું તે તો પાછો અણાયો. ગુણવંતો૦
સુંદર દીસે તું તો રેંટીઆ ! તારી સુંદર છે ત્રાક,
તારા વડે સહુ ઢાંકતા પોતે પોતાની લાજ. ગુણવંતો૦
ખૂબસુરત તારી અખંડ છે તારૂં લક્ષણવંતું નામ,
લાજ તુંથી રહે રંકની તારૂં ઉજવલ છે કામ,
ગુણવંતો ગાંધીનો રેંટીઓ.

## કેટલીક સૂચનાઓ:—

(૧) બંને ચક્કરના મધ્યબિંદુમાં ઘંસારો ન પહોંચે તે માટે લોખંડની ભૂંગળીઓ ચક્કરની અંદર બેસાડવી. (૨) ચક્કરોની નીચે જયાં તે પાટલી સાથે ઘસાય છે ત્યાં ઢબુ જેવડી પતરાંની ચકતીઓ મૂકવી. (૩) પાટલીને જમીનથી સહજ ઉંચી રાખવા માટે બંને છેડે પગાં બનાવવા. ઢીંગલીવાળે છેડે તો ઢીંગલીઓનેજ નીચે જરા લાંબી રાખવાથી પગાં બનશે. (૪) ચક્કર બેસાડવા માટે સ્ક્રુ નહિ મળે તો ગોળ જાડા તારના ખીલા ચાલી શકે. (૫) મુસાફરીમાં લઈ જવાની સગવડ માટે પાટલીને વચમાંથી કાપીને નીચેના ભાગમાં મીજાગરૂં લગાડી બેવડી વળતી બનાવી સકાય. (૬) ઉપર બતાવ્યા તે કરતાં વધારે માપનાં મોટાં ચક્કરો રાખવાથી રેંટીઓ વિશેષ મજબૂત અને વેગવાંળો થશે. તેમજ ત્રાક વધારે મજબૂતાઇથી ફરતો હોવાથી કામ પણ સારૂં ઉતરશે. (૭) ચક્કરનાં મધ્યબિંદુ કોચવાનું કામ લાકડાનો ટુકડો ખરાદ પર ચઢે તે પહેલાંજ થવું જોઇએ. ચક્કર પૂરૂં ઉતાર્યા પછી તેનું મધ્યબિંદુ કોચવા જતાં ઘણાં ચક્કરનો બગાડ થાય છે.(૮) ચમરખાં ચામડાંનાંજ સૌથી શ્રેષ્ઠ. તે નહિ ખપે તો ઘાસનાં, અથવા કાગળનાં બનાવવાં. (૯) ત્રાક બનતાં સુધી દેશીજ વાપરવી. તે બહુજ સીધી અને લીસી જોઇએ. હુશીઆર લુહાર તે બનાવી શકશે. મીલની ત્રાક વાપરવા માટે રેંટીઆના ચક્કર મોટાં જોઇએ. (૧૦) વજનમાં હલકો હોવાથી ફેરવતી વખતે રેંટીઓ ખસી જતો હોય તો તેને બે છેડે બે પથરા મૂકવા. અથવા કાણાં પાડીને જમીન સાથે ખીલા મારી જડી

લેવો. (૧૧) બંને ચક્કર જેમ વજનમાં હલકાં અને પાતળાં હશે તેમ રેંટીઓ હળવો થશે. (૧૨) ત્રાકનો અણીયાળો છેડો ઉલટાવીને મૂકવાથી રેંટીઓ ડાબડીઆ માણસને પણ ફાવી શકશે.

## ગાંડીવ રેંટીઆને વાપરવાની રીત.

આકૃતિ નં. ૫મી જોવાથી માલમ પડશે કે ગાંડીવ રેંટીઆને ચલાવવાની રીત જૂના રેંટીઆ કરતાં કંઇક જૂદી છે. જૂના રેંટીઆને ત્રાંસો રાખવો પડે છે. ગાંડીવ રેંટીઆનું હાથાવાળું ચક્કર પોતાના જમણા હાથની પાસે આવે તેમજ ત્રાક આપણી સામે આડી રહે એવી રીતે રેંટીઓ ગોઠવવો. અને પછી ચિત્રમાં બતાવ્યા પ્રમાણે કાંતવું. ડાબડીઆ માણસે એ ચક્કર પોતાના ડાબા હાથ પાસે રાખવું.

## ગાંડીવ રેંટીઆના લાભો.

ગાંડીવ રેંટીઆમાં ઘણા લાભો સમાયલા છે. તેમાંના મુખ્યઃ—

(૧) ગાંડીવ રેંટીઓ માત્ર દોઢ રૂપીઆમાં બની શકે છે. (૨) તેમાં લાકડું પણ બહુ ઓછું ખપે છે. (૩) એને બનાવતાં વખત પણ બહુજ ઓછો થાય છે. (૪) તે વજનમાં બહુ હલકો છે, તેથી કોઇપણ સ્થળે લઇ જવો ફાવે છે. (૫) જગા બહુ થોડી રોકે છે. મુંબાઇ જેવા શહેરમાં તો આશીર્વાદ જેવો છે. (૬) એના ભાગો સહેલાઇથી છૂટા પાડી-જોડી-શકાય છે. (૭) એને ફેરવતાં જરાપણ શ્રમ પડતો નથી. (૮) એને ખીંટીપર લટકાવી શકાય છે તેથી કામ ન હોય ત્યારે બીલકુલ જગા ન રોકે તેમજ કોઇને ત્રાક પણ ન વાગે. (૯) ગાંડીવ રેંટીઓ સરખા વખતમાં સુદર્શન રેંટીઆ જેટલું કામ આપે છે. પરંતુ

સુદર્શન રેંટીઓ તો જ્યાં પડયો હોય ત્યાં બેસીએ ત્યારેજ તેના પર કાંતી શકાય ત્યારે ગાંડીવ રેંટીઆને ગમે ત્યાં તળાવ પર, બાગમાં કે ચોપાટીપર, લઇ જઇને કામ કરી શકાય. આથી **સુદર્શન રેંટીઆ કરતાં ગાંડીવ રેંટીઓ વિશેષ કામ આપે છે.** (૧૦) ગાંડીવ રેંટીઓ બગડી જવાનો સંભવ સુદર્શન રેંટીઆ કરતાં ઓછો છે. કારણકે તે સાદો છે. (૧૧) તેને વચમાંથી બેવડો વળતો બનાવી શકાય છે. (૧૨) તેનાથી પ્રચારનું કામ અનેક રીતે અત્યંત સહેલું બને છે. (૧૩) ડાબડીઆ માણસને પણ એજ રેંટીઓ સરખો અનુકૂળ થાય છે. (૧૪) ઘેરઘેર ફરીને કાંતવાનું શીખવવા માટે ગાંડીવ રેંટીઓજ એક સુંદર સાધન છે.

---

## રેંટીઆનું સામર્થ્ય.

દિસે છે નૂર આર્યોનું દિપે છે દેશની શોભા;
જીવે છે હિંદની કીર્તિ, હમારા રેંટીઆ માંહી. ૧
જીવનની શ્વેત સંસ્કૃતિ, હમારા પૂર્વજે મૂકી;
રહી તે શેષ આકૃતિ, હમારા રેંટીઆ માંહી. ૨
સૂતરનો તાર જ્યાં ઝીલે, શુચિશ્રમ આર્યનો ખીલે
વસે ત્યાં હિંદની આશા. હમારા રેંટીઆ માંહી. ૩
હમારા શ્વેત સૌ વસ્ત્રો, રૂપેરી રેશમી શય્યા.
સરળ જીવનતણા સુખો હમારા રેંટીઆ માંહી. ૪
હમારી વૃદ્ધ માતાના જીવનની જ્યોતિ આ ઝગતી.
વિમળ વ્યય કાળનો થાતો હમારા રેંટીઆ માંહી. ૫

( 'ગૃહિણીભૂષણ'માંથી ) (મળેલું.)

## ગાંડીવ રેંટીઆ વિષે અભિપ્રાયો.

તા. ૧૫મી એપ્રીલ ૧૯૨૧ના 'ભારત સેવા'ના અંકમાંથીઃ-

**નવા રેંટીઆની સમજઃ**-રા. માવજી સાજન લખી જણાવે છે કેઃ-રૂપીયા દોઢની કીંમતનો સારંગી જેવો રેંટીઓ બનાવી લેવાની સમજ રા. ઈશ્વરલાલ વીમાવાળાએ હિંદુસ્તાનમાં દૈનિક પત્રમાં પ્રગટ કરી છે તે લક્ષમાં લઇને એવો રેંટીઓ અમોએ કરાવ્યો છે. પણ મૂળ નમુનો જોયલો નહી હોવાથી રેંટીઓ એનાથી કંઇક ફેરફારવાળો થયેલો છે. પણ ગોઠવણમાં ફેરફાર થવાથી અમારી માન્યતા પ્રમાણે રેંટીઓ સરળ અને મજબૂત થયો છે. જેથી તા૦ ૨૭ માર્ચના નવજીવનના અંકમાં જણાવ્યા પ્રમાણે રા. વીમાવાળાની રેંટીઆમાં સુગમતા અને મજબૂતી મેળવવાની મહેનતમાં આ રેંટીઓ મદદરૂપ થઈ શકે એમ લાગે છે. આ રેંટીઆ ઉપર છથી ઉંચા નંબરનું એક સરખું વળવાળું સુતર કાંતી શકાય છે. એ રેંટીઆમાં કાંઇ નવી શોધ જણાતી નથી. પણ પ્રાચીન રેંટીઆમાં મોટા ચક્કરથી ત્રાકને જેટલા આંટા મળે તેટલાજ આંટા આ નવા રેંટીઆમાં મેળવવાને એકથી વધારે ચક્કરોની ગોઠવણ કરવામાં આવી છે. પણ આ ગોઠવણથી રેંટીઆના કદમાં, શોભામાં, અને ખરચમાં સારો ફાયદો મળે તેમ છે.

'નવજીવન' તા. ૨૭ મી માર્ચ ૧૯૨૧ ના અંકમાંથીઃ-

### દોઢ રૂપીઆનો રેંટીઓ.

સુરતના ભાઇ ઈશ્વરલાલ વીમાવાળાએ દોઢ રૂપીઆની કિમ્મતનો એક રેંટીઓ યોજ્યો છે. તેની જાહેર ખબરે રેંટીઆ ખરીદનારનું ખૂબ ધ્યાન ખેંચ્યું છે. તે વિષે અભિપ્રાય જાહેર

કરવા ઘણા પત્રો આશ્રમપર આવ્યા છે. મેં એક વખત તે રેંટીઓ તપાસ્યા પછી જે અભિપ્રાય બાંધ્યો હતો તે બીજી વખત તપાસ્યા પછી-તેનીપર વધારે કામ કરી જોયા પછી-મારે ફેરવવો પડયો છે. પ્રથમ મને તે એક રમકડાં સમાન લાગ્યો હતો. હવે જોઉં છું કે તે રમકડાં જેવો હોવા છતાં ઉપયોગી છે. તે પર કલાકે ૨ તોલા જેટલું ૬ આંકનું સૂતર ખુશીથી નીકળી શકે તેમ છે. ભાઇ વીમાવાળાએ આ રેંટીઓ યોજીને દેશની ભારે સેવા કરી છે એમ માનું છું. મોટાં શહેરોમાં જયાં ઘરની સંકડાસ હોય ત્યાં ઘેરઘેર તે રેંટીઓ પહોચી શકે તેમ છે. ×

મગનલાલ ખુશાલચંદ ગાંધી.

---

જરૂર વાંચો ગાંધીજીની લખેલી—"મારો જેલનો અનુભવ"

---

'નવજીવન' તા. ૫ મી એપ્રીલ ૧૯૨૧ના અંકમાંથીઃ-

દોઢ રૂપીઆનો રેંટીઓ.

આ રેંટીઆનું નામ યોજકે 'ગાંડીવ' રેંટીઓ રાખેલું છે. તેમાં ભાવ એ છે કે સુદર્શન ચક્રી રેંટીઆને આધીન રહીને દિગ્વિજય કરવાની તે શક્તિ ધરાવે છે. કોઈ ઘર રેંટીઆ વિના ખાલી રહે એવી સ્થિતિ લાવવામાં તે રેંટીઓ પૂરણી કરે તેવો છે, અને પ્રજાની બચતી મિનિટોનો ઉપયોગ કરાવવામાં તે સરસ સાધનરૂપ છે. એથી સ્વદેશી સાધ્ય કરવાની સહેલાઇથી વધે તેમ છે. આમ આ બે રેંટીઆની મિત્રચારીથી હિંદુસ્થાનનો દિગ્વિજય થાય તો નવાઇની વાત નથી. ગાંડીવ રેંટીયો (૧) દરેક વિદ્યાર્થીને કાંતતા કરી દેવામાં ઉપયોગી છે;

(૨) ખિંટીએ લટકાવી દેવા જેવો હોવાથી મોટાં શહેરોનાં ન્હાનાં ઘરોમાં પણ સમાય તેવો છે એટલે શહેરવાસીઓને પોતાની બચતી મિનિટો કામે લગાડવામાં ઉપયોગી છે. (૩) મુસાફરીમાં તે સહેલાઇથી સાથે રાખી શકાય તેવો હોવાથી પ્રવાસીને પણ ઉપયોગી છે. × × ×

સત્યાગ્રહાશ્રમ. **મગનલાલ ખુશાલચંદ ગાંધી.**

---

# સુદર્શન નાટક.

હિન્દદેવી દિલગીર ચહેરે પ્રવેશ કરે છે.

હિન્દ દેવીઃ—અહો ! કેટલું બધું દુઃખ ! જે મા પોતાના બચ્ચાંને પહેરવા પૂરતા કપડાં બનાવી નથી શકતી તેને ધિક્કાર હજો ! હાય : મારાં પાંચ કરોડ બાળક કેટલાં દુઃખમાં સબડે છે ? તેમને પહેરવાને લુગડાં નથી, ખાવાને અનાજ નથી। અરે પ્રભો! આ દયામણી દશામાંથી તું મારો ક્યારે ઉદ્ધાર કરશે ?

( નેપથ્યમાંથી "વિલાયત–દેવી"નો અવાજ સંભળાય છે. )

વિલાયતઃ—અહો સખી હિન્દ ! તું કેમ આટલી બધી દુઃખી દેખાય છે ? (બહાર આવે છે) તારા દુઃખનું કારણ મને નહિ કહે ?

હિન્દ દેવી વિચારમાં ને વિચારમાં સાંભળતી નથી અને બોલે છેઃ—હાય ! મારાં બાળકને મારે કેવી રીતે ઢાંકવાં ? એમને જોઇએ એટલા કપડાં પૂરા પાડવા શું કરવું ?......(વિલાયત દેવી નજરે પડે છે) અહો સખી વિલાયત ! તું ક્યાંથી આવી ચઢી ?

વિલાયત દેવી–ઘેરથીસ્તો બહેન ! તને દિલગીર જોઇને મને

પણ દુઃખ થાય છે. તારાં બાળક નાગાં ફરે, એ મારાથીયે સહન ન થાય ! પણ ગભરાવાની જરૂર નથી. મારાં બાળક તને કાપડ પૂરૂં પાડશે. અને યોગ્ય મહેનતાણું લઈ તારાં બાળકોને તેઓ ઢાંકશે.

હિન્દ દેવીઃ–બહેન ! એ તો ખરૂં ? પણ પૈસો ક્યાં છે ? હું છેક ખુવાર થઈ ગઈ છું. નહિં તો મારાં બાળક કાંઇ ભૂખે મરે ? છતાંયે તું જો કપડાં પૂરી પાડતી હોય તો—

( આકાશમાંથી એક અવાજ )

અવાજઃ–સબૂર ! સબૂર ! હિન્દ મૈયા વિલાયત દેવીની જાળમાં ફસાઇશમા. દેવી ! તું જાતે તારૂં અનાજ અને કપડાં પેદા કરી નહિ લે તો પછી તને બીજાઓ તે શું મદદ કરશે ? આપ સમાન બળ નહિ અને મેઘ સમાન જળ નહિ !

હિન્દ દેવીઃ– અહો ! આ કોનો અવાજ છે ! એતો આકાશમાંથી આવતો જણાય છેને ? હે મારી દયા ખાનાર દેવ ! પ્રગટ થાઓ, આપ કોણ છો ?

( આકાશમાં મુરલિ વગાડતા કૃષ્ણની મૂર્તિ ખડી થાય છે )

કૃષ્ણઃ–હે દેવી ! તું ધીરજધાર. સુખ અને દુઃખનું ચક્ર નિરંતર ચાલ્યાંજ કરે છે. હવે તારાં દુઃખનો અંત આવી પહોંચ્યો છે. હવે જલદીથીજ તારો ઉદ્ધાર થશે. પણ દેવી ! કોઇ પણ બીજું તારો ઉદ્ધાર નહિ કરે. તારા પોતાનામાં પોતાના પગપર ઉભા રહેવાનું જોર જોઇશે, અને તું જયારે નિશ્ચય કરી લેશે ત્યારે કોઇ તારો ઉદ્ધાર અટકાવી શકનાર નથી. લે આ મારૂં સુદર્શન ચક્ર ! અને એનો બનાવી રેંટિયો, ઉપજાવ સૂતરના હાર અને તેની મારફત તારાં બાળકને ઢાંક !

એક અવાજઃ– સબૂર ! સબૂર ! હિન્દ ! એ નાનકડું ચક્કર કાંઇ કરી શકે તેમ નથી. (આ અવાજ વાળી શયતાનની કાળી ભયાનક મૂર્તિ ખડી થાય છે) મારી પ્રિય સખી યંત્ર દેવીજ તારો ઉદ્ધાર કરી શકશે. યંત્ર દેવી તારે માટે હજારો વાર કાપડ પલકમાં ઉભું કરી આપશે. માટે કંઇ પણ ભોળવાતાં પહેલાં એ હિન્દ દેવી ! ચેતજે અને યંત્રદેવીની સાથેજ સહિયારૂં બાંધજે.

( યંત્ર દેવી પ્રવેશ કરે છે. )

યંત્રદેવીઃ–હા ! સખિ હિન્દ ! હું તારો ઉદ્ધાર કરવા તત્પર છું માટે તારે ગભરાવાની જરૂર નથી. મારી મદદથી—

( સુદર્શન ચક્રમાંથી એક પુરૂષ ઉત્પન્ન થાય છે. )

પુરૂષઃ–હિન્દમૈયા ! એ શબ્દો નથી પણ ઝેર છે. એ ઝેરી જાળમાં મા ફસાઇશ. હું રેંટિયોજ તારો ઉદ્ધાર કરી શકું એમ છું. તારા આત્માનો તથા ધર્મનો નાશ કરનારી યંત્રદેવી તને ડુબાડશે–એ શયતાનની સાથી છે. હું કૃષ્ણપરમાત્માનો જમણો હાથ–રેંટિયો–તારા ધર્મનું રક્ષણ કરી તને તારીશ.

( કૃષ્ણ તથા શયતાન અદશ્ય થાય છે. )

યંત્રઃ–જા ! જા ! અલ્યા ઘેલા ! તું શું મારી સાથે ટક્કર ઝીલવાનો હતો. ખટુકજી જેવો તું કયાં ? અને હું કયાં, પ્રચંડ શક્તિવાળી ! અજમાવ તારૂં જોર. (તામસી પ્રકૃતિવાળી યંત્રદેવી રેંટીયાદેવપર એકદમ ઓચિંતો હુમલો કરે છે. અને તરત યુદ્ધ શરૂ થાય છે. પોતાના અદ્‌ભુત બળથી રેંટિયાદેવ યંત્રદેવીને મહાત કરે છે. યંત્રદેવી હાર કબૂલ કરે છે અને પડદો પડે છે.)

---